

સર્વે સજ્જનોને વિચારવા લાયક

# જ્ઞાતિ સુધારો.



લખનાર તથા છપાવી પ્રસિદ્ધ કર્ત્તા.
સરઢવ પંચાલ મંડળ તરફથી.
પંચાલ મંગળભાઇ જયચંદ્ર.
ચાંદીના ફેન્સી દાગીનાની દુકાન.
ઠે. માંડવીની પોળ—અમદાવાદ.

ચલ યૌવન ધન સંપતિ, ચલ જીવન જગમાંહ;
નાશવંત નર દેહથી, કરો ભલું જે થાય.



# જ્ઞાતિ સુધારો.

પંચાલ બ્રાહ્મણ સમાજ.

પરિષદ્ અમદાવાદ પ્રસંગે



લખનાર તથા છપાવી પ્રસિદ્ધ કર્ત્તા.

સરઢવ પંચાલ મંડળ તરફથી.

પંચાલ બ્રાહ્મણ મંગળભાઇ જયચંદ્ર.

ઠે. માંડવીની પોળ—અમદાવાદ.

ચાંદીના ફેન્સી દાગીનાની દુકાન.

સંવત ૧૯૬૯ સને ૧૯૧૩

કીમત એક આનો.

# પ્રસ્તાવના.



પ્રિય બંધુઓ આટલા ન્હાના પુસ્તકની પ્રસ્તાવના લખવી એ જોકે વિચારવા જેવું છે, પરંતુ પ્રસ્તાવના લખવાનું મુખ્ય કારણ એજ કે આ પુસ્તક લખનારનો હેતુ શું છે.

સજ્જનો શ્રી વિશ્વકર્મા કુલોત્પન્ન મનુવંશી પંચાલ (લોહાર) લોકો-ની આધુનિક સ્થિતીને જોતાં અને પ્રાચિન સ્થિતિનું અવલોકન કરતા અમને એમાં આસ્માન અને જમીન જેવો તફાવત જોવામાં આવે છે.

હું જ્યારે જ્યારે જ્ઞાતિની ચાલુ સ્થિતીનું અવલોકન કરૂં છું ત્યારે મને તો એજ જોવામાં આવે છે કે આપણી ધાર્મિક આર્થિક અને સામાજીક સ્થિતી ઘણીજ નિર્બળ છે એનું મુખ્ય કારણ તપા-સતાં આપણને જોવામાં આવે છે કે અવિદ્યાથીજ આ પરિણામ આવ્યું છે. આજે હમારા કેટલાક ભાઇઓ થોડું ઘણું ભણ્યા છતાં પણ વાંચનનો શોખ બીલકુલ ધરાવતા નથી; પરંતુ મારે દરેક બંધુ-ઓને જણાવવું જોઇએ કે દરેક મનુષ્યોએ વાંચવાનો નીયમ હમેશનો રાખવો જોઇએ એનાથી આપણને ઘણા ફાયદા ભવિષ્યમાં મળી શકે એમ છે એટલા માટેજ આ પુસ્તકમાં કેટલાક જાણવા જોગ વિષયો ઘણાજ ન્હાના રૂપમાં મુકવામાં આવ્યા છે તે વાંચી તેને અમલમાં મુકવાની કોશેસ કરશો તો હું મારાં કરેલાં સાહસને કૃત કૃત્ય સમજીશ. પુસ્તક લખી મારે નામના કરવી નથી પરંતુ ય-થાશક્તિ જ્ઞાતીની સેવા કરવી એજ હું મારી ફરજ સમજું છું. અસ્તુ:

# જ્ઞાતિ સુધારો.

## વિશ્વબ્રહ્મ પંચાલ સ્તુતિ.

સહાય કરો ભગવાન, ( વિશ્વબ્રહ્મ ) સહાય કરો ભગવાન,
સત્તા તમારી સકલ ભૂમીપર, ટાળો અમ અજ્ઞાન. વિશ્વબ્રહ્મ૦
આપ પ્રતાપે સરવે ગૃહસ્થો, આવી મળ્યા આ ઠામ. વિશ્વબ્રહ્મ૦
ઉત્તમ જ્ઞાન સહુને આપો, વિદ્યા કળા ધન ધામ. વિશ્વબ્રહ્મ૦
આપો શાન્તિ કલેશ નિવારી, પુરી કરો મનકામ. વિશ્વબ્રહ્મ૦

( ૨ )

શ્રી વિશ્વ બ્રહ્મ ઇશા નાથ જગદીશા,
રાખી શરણે નમીએ શીષ.
તુજ વિશ્વબ્રહ્મ ઇશા ( ધ્રૂ ) ૧
હસ્ત જોડીને કરીએ વિનંતી,
પચાલ કેરાં બાળ;
દીન અરજી તુજ ધ્યાને ધરીને,
કષ્ટ સર્વના ટાળ. શ્રી વિશ્વબ્રહ્મ૦ (૨)
વિશ્વબ્રહ્મની કૃપા થઇ તો
આરભ્યુ શુભ કાજ
અલ્પ મતીએ કામ આદર્યું
તાર મુને શીરતાજ. શ્રી વિશ્વબ્રહ્મ૦ (૩)

## ( ૩ )

આનંદ થાયે મુજને આનંદ થાયે શુભ આ........
અવસર જોઇ મુજને આનંદ થાયે. ( ધ્રુ ) ૧
વાટ જોતા હતા આ શુભ દિન તણી,
વિશ્વબ્રહ્મે આપ્યો છે શુભ અવસર આંય. ( ૨ )
મનુમય ત્વષ્ટા શિલ્પી, દૈવજ્ઞ દેવહી કીધારે
અસ્ત્ર શસ્ત્ર કીધા આર્ય અવનીની માંય (૨)
શુભ આ અવસર જોઇ૦ ( ૩ )

## ( ૪ )

જાગો વીરા નેત્ર ઉઘાડી, ખોયુ બધુ વિદ્યા ખુટાડીરે.
વિદ્યા અભાવથી બધુ બગાડયુ, વિદ્યાનો કીધો નિકાલ.
વગર વિચાર્યું કારજ કરતા, આપણે થયા બેહાલ.
માટે શિલ્પ શાસ્ત્ર વિચારીરે. જાગો વીરા૦ ( ૧ )
અધકારમાં અધિકાર છવાયો, દીધુ બાપદાદાનુ નામ,
પણ હવે મુગલાઇ નથી ભાઇ, બ્રિટીશ અમલધામ.
માટે શિલ્પ શાસ્ત્ર વીચારીરે, જાગો વીરા૦ ( ૨ )
પરમ કૃપાળુ રાજ સયાજીએ, સુખી કર્યો સંસાર.
વેઠ ગાયકવાડ રાજ્યથી કાઢી, થાવો જય જયકાર,
વિશ્વબ્રહ્મ, દિર્ઘ આયુશ આપો, સદા સુકીર્તિ સ્થાપો,
જય જય બોલો આનંદકારીરે. જાગો વીરા૦ ( ૩ )

( ૫ )

હું કરૂં આ મેં કર્યું એ માનવી મીથ્યા બકે,
વિશ્વબ્રહ્મની આજ્ઞા વિના, નવ પાન પણ હાલી શકે;
ચંદ્રતારા સૂર્યને ગ્રહની ગતી આધીન છે,
વિશ્વબ્રહ્મની ન્યારી કળા જ્યાં સર્વ પ્રાણી દીન છે. હું કરૂં૦
કલ્યાણ દાતા છે વિધાતા, પંચાલના વિશ્વબ્રહ્મરે,
તે નિરંજન નાથને નમીએ નિરંતર અંતરે. હું કરૂં૦

( ૬ )

## વિશ્વબ્રહ્મની દુનાયા વિષે.

નાટક (૨) આ દુનીઆનું દર્પણ રૂડુ ગુણ દોષ જોવાનું,
ખાંતેથી (૨) જોઇ જોઇ બોધ લઇ દીલડાનું દુઃખ ખોવાનું
જ્યાં સુંદર મનહર ગાણું રસ ભરેલ રૂડું ભાંચું,
મલે મૂરખડા ભસી મરેકે, ધિંગ ધિંગાણું. નાટક આ૦
ઘડીક રડાવે ઘડીક હસાવે, બધ્ધે બોધ બતાવે,
તે જેને મન જે ભાવે, જયમ માર્યું ત્રાંબુ ખાવે,
રીતસર ખાધે રસ આવે, નહિંતો જમપુરી જાવે
કરમ કુટ ઉંધુ સમજે તો, કોને કહેવાનું. નાટક આ૦

( ૭ )

## પુજા કરવાની ઓળખ.

પહેલુ તિલક વિશ્વબ્રહ્મ, (મનુ) એ ભુદેવો પેદા કર્યા
બીજુ તિલક મંગળમ (મય) પંચાલ જ્ઞાતિ ઓધર્યા
ત્રીજુ તિલક સૂર્યમ, (ત્વષ્ટા) પ્રાતુસે ઉજાશિયા
ચોથુ તિલક ચંદ્રમ, (શિલ્પી) રાત્રીએ પ્રકાશિયા
પાચમુ તિલક સુવર્ણમ, (દૈવજ્ઞ) સરવેને શોભાવીયા
ભેળસેળ માયા વિશે, તિલક અનેકો આદર્યા.





ॐ

## श्री विश्वब्रह्माय नम:

# विनंति.



# વિદ્યા હુન્નર.

ગૃહસ્થો આજે તમો બધા ભાઇઓ એકઠા મળ્યા છો તે જોઇ મને તમારા વચ્ચેના સપ માટે ઘણી ખુશાલી ઉત્પન્ન થાય છે. હવે એ સપ હર હંમેશ તાજો રહેવા વધારે મક્કમપણાની જરૂર છે કે જેથી તમો સઘળા એક સરખી સુખી જીંદગી ગાળી શકશો. તમો બધા ભેગા થએલા પૈકી કેટલાક વિદ્યા અને કારીગીરીને અભાવે બીલકુલ કંગાલીયત ભરેલી જીંદગી ગુજારો છો, તો તે દુર કરવા અને બધા ભાઇઓ એક સરખી પંક્તીએ રહેવા હું તમોને ભલામણ રૂપે બે બોલો કહીશ તે એ કે-તમો ઘણા કુલીન કુળમાં ઉત્પન્ન થયા છો, એટલુંજ નહીં પણ તમારા વડીલો ઉત્તમ કારીગીરી શીખી, અને તે કરી બતાવી, આ દુનિયાના તકતાપર રાખી ગયા છે કે જેની મોટા વીદ્વાન માણુસોએ નોંધ લઇ પુર્ણ પ્રશંસા કરી છે એ તમોને ખરે મગરૂર થવા જેવું છે છતાં તમો તે તરફ બીલકુલ

બેપરવાહ રહી, આજ કાલ તદન નીર્માલ્ય બની મજુર વર્ગની હલકી જીંદગી પસાર કરો છો એ ઘણુ સોચનીય છે । પૂર્વે તમારા વડીલો જ્યારે પુજાતા હતા ત્યારે તમો આજે તીરસ્કારને પાત્ર છો. એ થવાનુ કારણ ઉંડાણમાં ઉતરી જોશો તો તમોનેજ સ્પષ્ટ સમજાશે કે-તમારામાં શેની ખામી છે ।

હુ કહીશ કે વિદ્યાની—અરે ।

એ ખામીને લીધે તમો નવો હુન્નર શીખી શકતા નથી એટલે તમારામાં ગરીબાઈ ઘર ઘાલી બેઠી છે એટલુજ નહિ પણ ઇર્ષા, ક્રોધ અને આળસ એ પણુ તેના સાથી તરીકે ઘર ઘાલ્યા છે.

આજનો જમાનો દીનપર દીન સુધરતો જાય છે અને તેમાં બીજી કેટલીક કોમો ઉંચ્ચે દરજ્જે ચઢતી જાય છે. જ્યારે તમો દીનપર દીન નીચે અને નીચે ઉતરતા જતા જણાઓ છો, એ તમોને સ્પષ્ટ જણાતું હશે તોપણુ તમારી સ્થિતિમાં સુધારો કરી શકતા નથી એ ખરેખર દીલગીર થવા જેવું છે. માણુસે પ્રથમ પોતાનો ધર્મ સમજવો જોઇએ. એ ધર્મ પૈસા ખર્ચી કે યાત્રા કરેથી મળતો નથી પણુ તેની ફરજ સમજવાથી મળે છે. તમો બધાઓની એ ફરજ છે કે પૈસાની એક સારી રકમ જમા કરી કેળવણીની સંસ્થા ખોલો અને તે દ્વારા તમારી ઉધરતી પ્રજાને તમારા જરીપુરાના થઇ પડેલા હુન્નરને પાછો સતેજ કરો. જ્યાં સુધી તમો એ રસ્તો અખત્યાર કરશો નહિ ત્યાં સુધી કદી પણુ સુખી થશો નહિ એમ ખુલા શબ્દોમાં કહીશ તો તે અતીશયોક્તી નથી, વળી બીજું એક એ પણુ છે કે, તમો તમારા સનાતન ધર્મ તરફ આડી નજર કરી, બીજા નવા નવા ધર્મોમાં પડો છો, એ પણુ એક દુ.ખી થવાની

નિશાની છે. જ્યાં સુધી માણસ પોતાનો ખરો ધર્મ ( ફરજ ) ને સીધે રસ્તે ઉપયોગ કરતો નથી ત્યાં સુધી તે દરેક રીતે દુઃખી થાય છે. શાસ્ત્રો પણ કહે છે—

**येऽप्यमेतास्त्वधर्मद्ये परधर्मा व्यवस्थिताः ।**
**तेषाशासीकरो राजा स्वर्गलोके महीयते ॥**
**आत्मीये संथितो धर्मेशुद्रोपि स्वर्गमश्नुते।**
**परधर्मो भवेत्या ज्यसुरुप परदारवत. ॥**

માટે ચાલુ જમાનાને અનુસરી તમારા સનાતન ધર્મ (ફરજ) નુ યોગ્ય પાલન કરી નવા નવા હુન્નરો શોધી તે રસ્તે પોતાની હાલની ઉધરતી પ્રજાને દોરવી. ધર્મ અને નીતીને રસ્તે ચાલતાં શીખવશો તોજ મોડે વ્હેલે તમારો જય થશે એટલે કે ફતેમંદ થશો.

**अश्रधानाः पुरुषा धर्मस्यास्य परंतप ।**
**अप्राप्यमां निवर्तंते मृत्यु संसार वर्त्मनी ॥**

અને એથી ઉલટું ચાલસો એટલે કે ધર્મ ઉપર જો ભરૂસો રાખસો નહીં તો દુખી થશો. આ પ્રમાણે આપણાં શાસ્ત્રો પણ પુરવાર આપે છે તો સરસ ઉપાય તો એજ છે કે પોતે સુખી થવા અને સામાને સુખી કરવા મનુષ્યમાત્રે ખરી ફરજ સમજવી જોઇએ. છેવટ તમો સનમુખ એટલુજ કહીશ કે સાર્વજનીક ભલાં માટે તમોને જે બે બોલો કહેવા પડયા છે તેને અનુમોદન આપી ઘટતી મદદ કરવા પ્રાર્થના કરૂં છું તેને હાજર રહેલા સર્વ ગૃહસ્થો ટેકો આપશે એવી સારી આશા વચ્ચે હવે મારૂ બોલવું બંધ કરૂં છું.

# કેળવણી.

આપણે આજુબાજુ જોઇશું તો માલુમ પડશે કે આજ કાલ પેપરો, લેખકો સર્વે ઉન્નતિના પોકારો કરે છે. તે ઉન્નતિનો આધાર આપણી ભવિષ્યની પ્રજા ઉપર છે એટલે આપણી નવી ઉત્પન્ન થતી પ્રજા ઉપર છે, તે ભવિષ્યની પ્રજાને સુધારવાનો આધાર કેળવણી ઉપર છે, અને કેળવણીનો મુખ્ય આધાર તેના નાનપણના સંસ્કાર પર રહ્યો છે. કારણ કે બાળકને તેની બાલ્યાવસ્થામાં જેવા સંસ્કારો પડે છે તેવા સંસ્કારો મોટપણે પણ આવે છે, કારણ કે બાળકનુ મન કોમળ ને નાજુક હોય છે, તેનાપર કેળવણીના જેવા પાસ પાડવા હોય તેવા પાડી શકાય છે. બાળકને કેળવણીનો મુખ્ય આધાર તેની માતા ઉપર રહે છે, કારણ કે બાળક જેટલો વખત તેની માતા પાસે રહે છે, તેટલો વખત તે નિશાળમાં કે બીજા માણસોના પ્રસંગમાં નહિ રહેતો હોય, તોપણ બાળકની કેળવણીના આધારનો બોજો તેની માતા ઉપર છે. પણ તે માતાજ સારા સંસ્કાર વાળી અને વિદ્યાની રસીક નહિ હોય, ગુણીએલ પણ નહિ હોયતો તેના બાળકમાં સારા સંસ્કાર પાડવાની, વિદ્યાને રસીક બનાવવાની અને નરરત્ન કરવાની, ગુણીજન કરવાની શક્તિ તેનામાં ક્યાંથી હોય, જ્યારે આવી કંગાલ સ્થિતિ માતાઓની હોય તો તેથી બાળકની સ્થિતિ કંગાલ થાય અને તે બાળકની આખી જીંદગી ખરાબ થાય, એક સમે આખા દેશની સ્થિતિ કંગાલ થાય ત્યારે એવા પુરૂષો કોણ હશે કે જે પોતાના દેશને અધોગતિએ પહોંચાડે.

અભણ માતાઓ, નિર્માલ્ય પ્રજા જોવાને ઇચ્છા રાખતાં ન હોયતો બાળકોની માતાઓ કે જેનાપર દેશની ચડતીનો આધાર

છે, તેમને કેમ કેળવણી ન આપવી, જનોને જે હાલની બાળાઓ છે કે જે ભવિષ્યમાં માતાઓ થવાની છે તેમને કેળવવાની જરૂર ઘણી છે. વળી મા બાપો પોતાની પુત્રીને સુખી જોવાને ઇચ્છા રાખતાં હોયતો તેમની પુત્રીને કેળવવી જોઇએ કે જેથી કરીને તે પોતાની સઘળી ફરજો તે જાણે અને ભવિષ્યમાં માતા થાય ત્યારે પણ સારી રીતે વર્તણુક ચલાવી શકે, તે વળી હમેશાં સુખી રહેશે, કારણ કે તેને કોઇ દિવસ પતિ કે સાસુ સસરાની જોડે કંકાસ થશે નહિ અને સલાહ સંપથી સુખી રહી આ સંસારનો પુરેપુરો લ્હાવો લેશે. માટે માબાપો પોતાની પુત્રીને સુખી જોવા ઇચ્છતા હોય તો પુત્રીઓને કેળવવી નેપોલીયન જેવા મહાન પુરૂષ કહે છે કે—

સાખી.

કહે નેપોલીયન દેશને, કરવા આબાદાન,
સરસ રીત તો એજ છે, ઘો માતને જ્ઞાન,

જો દેશને આબાદ કરવા ચહાતા હોતો સ્ત્રીઓને કેળવો. જુના વિચારના માણુસોને સ્ત્રી કેળવણી વિષય બહુ વિચિત્ર લાગશે, ને કહેશે કે સ્ત્રીઓને કયું કમાવા જવું છે, કે નામું ઠામું લખવું છે. આવા આવા વાકયો કહીને સ્ત્રી કેળવણીને તુચ્છકારી કાઢે છે, માટે તેવા નરોને ધિક્કાર છે કે નારી જે રત્નની ખાણ છે, તેવી નારીઓને કોયલાની ખાણ રાખવાને ઇચ્છા કરે છે. કારણ કે જે જે નર રત્નો, જે જે રણધીરો, શુરવીરો, જે જે પંડીતો, મહાન યોગીઓ, વિગેરે ઉત્પન્ન થયાનું માન નારીનેજ છે, કારણ કે

સાખી.

નારી નારી શુ કહો, નારી રત્નોની ખાણ,
તે ખાણમાં ઉત્પન્ન થયા, ધ્રુવ પ્રહલાદ સમાન.

માટે આવા નર રત્નોનું માન સ્ત્રીઓજ છે, ને તે સ્ત્રીઓ હાલની સ્ત્રીઓની માફક બીન કેળવાયલી નહોતી પણ વ્યવહારીક, ધાર્મીક, નૈતિક કેળવણીથી વાકેફ થએલી હતી. તો પછી હાલ સ્ત્રી કેળવણીની ખાસ જરૂર છે જેથી એક વખત ફરીથી આપણી હિંદ માતૃ ભુમિ ઉન્નતિના શિખરે પહોંચે. આપણે આપણા જુના આર્યોના રિવાજો જોઇશુ તો તે પણ સ્ત્રી કેળવણીનો બિલકુલ અપવાદ ગણુતા નહિ પણ હાલ તો સ્ત્રી કેળવણી ઉપર ઘણોજ અપવાદ છે, તે અપવાદ અધુરી કેળવણી છે, ને કેળવણીનો અર્થ ભાષા જ્ઞાન કરવાથી સ્ત્રી કેળવણીનો અપવાદ થાય છે. હવે આપણે અભણુ સ્ત્રીઓથી થતા ગેર ફાયદા તરફ નજર કરીશુ તો નિચેના દોહરા પરથી માલુમ પડશે,

લડે સાસુ સાથ નિત, કરે નિંદા કેરી લાણુ;
નિજ પતિને કરે વ્યથીત. મારે વચન કેરાં બાણુ;
માગે અલંકારો ઘણુા, જુએ ન સ્થિતિ લગાર,
ડહાપણમાંતો નહિ મણા, ખાયે માર અપાર.

પોતાના પતિની સ્થિતિ ગરીબ હોય કે ધનવાન હોય પણ બીજી સ્ત્રીઓએ પહેરેલા અલંકારો દેખીને પોતાના પતિને દુભવે. વળી કંકાસ ઘણો પ્રીય હોય, આવા આવા દુર્ગુણો કેળવણીરૂપી દવાથી દુર જાય છે, માટે સ્ત્રી કેળવણીની ખાસ જરૂર છે.

# બાળ લગ્ન.

હાલના સમયમાં પુરૂષો પહેલાના જમાના કરતાં ઘણા ઓછા આયુષ્યવાન, કમતાકાતવાળા, મંદ તેજવાળા જોવામાં આવે છે, તેનુ કારણુ જો આપણે બારીકાઇથી તપાસીશુ તો માલુમ પડશે. બાળલગ્ન જેવા દુષ્ટ રિવાજથી કોઇ કહેશે કે બાળલગ્નથી એમ શાથી થતુ હશે, તો તેને કહીશું કે પુખ્ત ઉમરે થયા વિના બાળકોને પરણાવવામા આવી સંસાર વ્યવહારમાં નાખવામાં આવે છે, બાળક સંસાર વ્યવહારથી તદ્દન અજાણ હોય ને તેને સંસારમા જોડવામા આવે છે તેથી, તેને કાઇ કોઇ વખત આ સંસાર વ્યવહાર કંટક સમાન લાગે છે. તેના વિર્યનુ પુખ્ત બંધારણુ થયા વિના પરણાવવાથી તે બધારણ તુટતું જાય છે તો પછી તેવા વિર્યથી પુત્ર નાગુદજ પાકે ને બાળલગ્ન કરવાથી તેનું આયુષ્ય ઘટે છે, અને માણુસ તેની યુવા વસ્થા પુરી આવી ના હોય તે સ્થિતિમાં વૃદ્ધાવસ્થા આવી જાય છે.

વળી બાળલગ્નથી કજોડાં ઘણાં થાય છે, અને તેથી આખો સંસાર વિષ સમાન થાય છે. આજ કાલ માબાપો પોતાનાં પુત્ર, પુત્રીઓને પરણાવી દઇ લ્હાવો લેવાની ઇચ્છા બહુ રાખે છે, પણ તે પરણુનારને તો ઢીંગલા, ઢીંગલીની રમત જેવું થાય છે. આપણા પૂર્વજો જે ત્રીસ વરસ સુધી સંસારી બાબતમાં સમજતા નહિ, તેરા પૂર્વજો કેવા બળવાન અને આયુષ્યવાન હતા, ને હાલ બાળલગ્ન જેવા દુષ્ટ રિવાજથી ભવિષ્યની પ્રજા નિર્માલ્ય થતી જાય છે, દિવસે દિવસે આયુષ્ય ઓછાં થતાં જાય છે, વળી બાળલગ્નથી પુત્ર પોતાની પત્નિ પ્રત્યે શી ફરજો છે, તે પુરો સમજતો ન હોય ને

તે કામ માથે પડેતો તે કેની રીતે બજાવી શકે ને તેથી કેટલાક માણુસો સંસારને દુઃખીયારો ગણેછે જે વળી કન્યા પોતાના પતિ પ્રત્યે ફરજો સમજતી ન હોય ને પરણાવવાથી તે બંને સ્ત્રી પુરૂષોનો પ્રેમ ગાઢ થતો નથી, ને તેથી તે બંને સ્ત્રી પુરૂષોમાં કંકાસ કજીઆ વધારે થવા પામે છે, ને સંસાર વિષ સમાન થાય છે. બાળલગ્ન કરવાથી વિદ્યા મેળવનારને પણ ઘણી અડચણ આવે છે, ને તેથી કોમનો ઉદય કદી થવા પામતો નથી. બાળલગ્નથી કેટલાક તો સંસાર સુખ ભોગવવાના પહેલાંજ સંસારની મુસાફરી પુરી કરી પાછા ફરે છે. માટે બાળલગ્ન રીવાજ બંધ પાડવાની ખાસ જરૂર છે. હાલ કળીયુગ પ્રમાણે સોળ વરસનો બાળક ને તેર વરસની કન્યા પરણાવવામાં આવે તો કળીયુગ પ્રમાણે બાળલગ્ન ન ગણાય. માટે જો સુખી થવા ઇચ્છાના હો તો બાળલગ્ન રિવાજો બંધ પાડો.

---

# કન્યા વિક્રય.

આજ કાલ કેટલીક જ્ઞાતિઓમાં કન્યા વિક્રયનો રીવાજ બહુ વધી ગયો છે, કન્યાને વેચવી એ કેવી દુષ્ટતાનું કામ છે. જેમ કસાઇ એક ઘેટીને પાળીને તેનું માંસ વેચે તેની માફક માબાપ પોતાની બેટી ઉછેરી તેના પૈસા લે છે. અરે ! આર્યો અનાર્યો ક્યાં થઈ જાઓ છો. આપણા પૂર્વજો, જે કન્યાના ઘરનુ પાણી પીવું તેમાં પણ દોષ ગણતા તો કંન્યાનાજ પૈસા લેવા તે કેવું દુષ્ટતાનું કામ છે.

કંન્યા વિક્રય કરવાથી થતા ગેરફાયદા ઘણા છે. જે માણસને કંન્યા આપી તેના ઘરનો પૈસો લે એટલે તે સાધારણ સ્થિતિનો હોય તો દેવાદાર બનાવો તો પછી તમારી પુત્રીને પણ ભીખારી અવસ્થા ભોગવવી પડે. વળી પૈસાની લાલચમાં ગમે તેવા કુટુંબનો અને વળી ગમે તેવા માણસને કંન્યા આપો તેમા વળી વૃદ્ધ માણસને પણ કન્યા ઘો તો પછી " ભાયા ઘોર જોગ અને બીબી ઘર જોગ જેવું થાય " ને કન્યાની આખી ઉમ્મર નકામી જાય કદાચ પુર્નઃ વિવાહ થાય તેથી તેનો સંસાર ઝેર થાય. વળી જે કંન્યાનો પૈસો લે છે. તેને કંન્યાના ઘરનો પૈસો તો બિલકુલ રહેતોજ નથી ને ઉલટો ઘરનો પૈસો લઇ જાય છે, ને કંગાલ અવસ્થા લાવી દે છે. આવો દુષ્ટ રિવાજ ઘણે ઠેકાણે હોય છે, તો તેને શાન્ત પાડવાને માટે યત્ન કરવો જોઇએ કંન્યા વિક્રયના રિવાજથી ઘણા ગરીબ માણસો પરણી શકતા નથી ને તેથી વંશ વૃદ્ધિ થતી નથી.

જે દુષ્ટ રિવાજથી હાની થાય છે, જે દુષ્ટ રિવાજથી પોતાની પુત્રીનો સસાર ઝેર સમાન થાય છે, તે દુષ્ટ, ક્રૂર રાક્ષસને હણી, શાન્તિ પસારવાને માટે કોણ નહિં ચાહે ! માટે જો તમો ગરીબ હશોતો કાઇ કંન્યાના પૈસાથી કદી ધનવાન થશો નહી, પણ તે મહેનત વગરનો પૈસો આવશે તેજ માર્ગે જશે અને તમારો પણ સાથે ઘસડતો જશે. કન્યાદાન પણ એક શ્રેષ્ટ દાન ગણાય છે, તો પછી કંયા વિક્રયનો રિવાજ નાબુદ કરવાને કોણ પ્રયત્ન નહીં કરે !

---

# શિયળ.

મનુષ્યો વિષયી બહુ હોય છે ને વિષયેતો સત્યાનાશ વાળી દીધુ છે, ભલા ભલા યોગીઓ પણ તપમાંથી રંભાદિક સ્ત્રીઓને દેખીને તેમનું મન ચળે છે. માટે મનુષ્યે તે વિષયથી બહુ સંભાળીને ચાલવાનુ છે, નહિકે મનુષ્યોને સંસાર છોડીને ભભુતી લગાવી અહંલેક જગાવવો, પણ તેઓએ પર સ્ત્રી ત્યાગ કરવી અને તેના પ્રભાવથી દેવ પણ વશ થાય છે, માટે શિયળ પાળવું જોઇએ, કે જે મહાવ્રત કહેવાય છે તે વ્રત ધર્મનું એક અંગ છે, માટે તેને ગ્રહણ કરવું જોઇએ.

હવે જેવી રીતે ધર્મના આવાં અંગ છે, તેમ અધર્મના પણ અંગ છે. તે ધર્મનાં અંગ ગ્રહણ કરી અધર્મના અંગનો ત્યાગ કરવો જોઇએ જેવાંકે મદ, માયા, લોભ વિગેરે. આ દુનિયામા માન સર્વને રહ્યું છે. દરેક માણસને માન પામવાની ઇચ્છાહશે, તે ઇચ્છા જ્યારે પ્રાપ્ત થાય છે, ત્યારે માણસને અહંકાર થાય છે, અને ફક્ત અહંકારથી સર્વે કરેલા ધર્મપર પાણી ફરી વળે છે, અહંકાર કર્યાથી રાજા રાવણ પણ રોળાઇ ગયો, માટે અહંકાર કરવો ન જોઇએ. કારણ કે જે મોટામાં મોટો અધર્મનો પાયો છે તે અભિમાન છે ડાહ્યાભાઇ કહે છે કેઃ—

અભિમાન ફણિધરને નહિ, દુધ પાઇને પેધાડવે;
રાવણ સરિખે અભિમાનથી, લીધો નથી કાંઇ લાડવો.

આવો મહાન પુરૂષ કે દેવોતો જેના દાસ હતા. સાક્ષાત રાક્ષસી માયાવી હતો, પણ અભિમાન કરવાથી તેનું ચૌદ ચોકડીનું રાજ્ય નાશ પામ્યું માટે—

મનમાંથી મુકીદોને માન, સુખે ભજો શ્રી ભગવાન.

બંધુજન ! માયાથીજ સઘળા મનુષ્યો બધાએલા છે માયા જબરી જાળ છે, તેને કોઇ છોડવાને સમર્થ નથી. માયા એવી જબરી છે કે તે નીચેપરથી સ્પષ્ટ સમજાશે,–

**સાખી.**

સરકારી જે જેલ છે, તેતો પુરૂતણુ હાર,
જેલ યાત્રા તું જબરી, છોડે નહિ પળવાર.

આપણી દુનિયા એ નાટકના થીએટરની માફક છે, જેમ થીએટરમાં એકટરો પોત પોતાનો પાઠ ભજવે છે, ને આખરે તો એકટરના એકટરજ છે. તેમ આ સંસાર નાટકમાં સ્ત્રી પુરૂષ, માતા પિતા વિગેરેના પાઠો લેઇ જીંદગી પર્યંત ભજવે છે, ને આખરે તો આત્મા તે આત્માજ છે. માટે આપણે સ્નેહી સબંધ ફક્ત માયાના બધનથી બંધાએલા છીએ. જેમ કોઇ રાક્ષસ પોતાની માયાથી ગમે તેટલા પુરૂષો ઉત્પન્ન કરે પણ આખરે માયા સકેલી લે ત્યારે ધુળ છે. માયાનુ એવું કામછે માટે, આ સંસાર ખોટો છે એમ જાણી અધર્મ કરતાં ડરી ધર્મ કરણી કરો ને આ ભવસાગરમાંથી તરો તોજ જીંદગીનુ સાર્થક ગણાશે નહિતો કુતરાની માફક જન્મીને મરી ગયા તે કોઇ જાણશે નહિ, માટે જીંદગીનું સાર્થક કઇક કરો. આપણી માતાઓ પ્રત્યે પણ કહેવામા આવ છે કે;

જનની જણજે ભક્ત જન, કાં દાતા કાં શુર;
નહિતો રહેજે વાંઝણી, મત ગુમાવીશ નુર.

હે ભારત સ્ત્રીઓ જો તું સંતતીનો જન્મ આપે તો કાંતો ભક્ત માણસ ને કાંતો દાતારને જન્મ આપજે નહિતો કોઈ અનુપયોગી માણસ દુનિયામાં ભાર કરે તેવા માણસને જન્મ આપી તારૂ નુર ગુમાવિશ નહિ, મ ટે કાંતો દાતા, શુર કે ભક્ત બનીને જનુનીની કુખને અજવાળો નહિ તો કોઇ જાણશે નહિ કે ક્યાં જનમ્યા ને ક્યાં ગયા માટે,

ફરીને ધર્મ કરણી, ખપાવો કર્મ ઝરણી,



ૐ

# રૂડા રાજનગર ( અમદાવાદ ) માં

પ્રેમીપતીના નામનો નાશ કરી, પ્યારા પીયરના નામનો નાશ કરાવી, પોતાના ખરા જીવનનો નાશ કરનાર હિંમત-સ્ત્રીની

# પંચાલ પ્રજાને અનાથ આશ્રમની જરૂર.

—:૦:—

જયરાજ છંદ.

નારી પાસે સારી, પતી વિરહે નઠારી બને;
પ્યારી બ્હેન પૈસો હોય ત્યાં સૂધીજ ચ્હાય છે.
મિત્ર ખરો મિત્ર સાટે તન ધન ઓવારી નાંખે,
જાગે તે જગત્ જુએ તે પસ્તાય છે.
આસન તપાસી બેસે દગાથી ન ડગે તેહ;
પાત્રે દાન આપ્યે ફળ સહસ્ત્ર ઘા પમાય છે.
જન્મનો સ્વભાવ ન ભુંસાય કદી, કરે સદા;
ભલા તે ભલાઇ, બુરાથી બુરાઇ થાય છે;

આજ રોજ અમને જણાવતાં ઘણીજ દિલગીરી ઉપજે છે કે, આપણી મનુવંશિ પંચાલ પ્રજામાં એક વિધવા બાઇ ઉમર વરસ ૩૫-૩૭ ના આશરાની પવિત્ર બાઇના પુનર્લગ્ન કરવાની અફવા સાંભળી જેથી અમારા મનને વિશેષ લાગણી થઇ કે દુનીયાના વહેવારથી

મુક્ત થએલી બાઇની શા માટે આવી અફવા ઉડી હશે, તે બાઇને વિષય, ખોરાક અગર શરીર રક્ષકની જરૂર હોવી જોઇએ, તેમ જો ખોરાકની જરૂરતને લીધે બાઇ ગુજરાન ચલાવવા અશક્ત હોય તો તેને અમો સરવ પંચાલ પેઢી તરફથી બનતી મદતે ખોરાક, પોશાક, આપવા વિચાર થયો હતો તેથી તા. ૧૪-૧-૧૩ મંગળવારે તે બાઇની મુલાકાત અમોએ લીધી ને ત્યા વાતચિતના ખુલાસાથી માલમ પડયું કે મરનાર તેના ધણીએ પોતાની હયાતીમાં થોડી ઘણી મીલકત હતી તે પોતાની મોટી ભોજાઇને ત્યાં મુકી હતી તેથી તેની નણંદે કહ્યુ કે તું નાતરે જવાની છે માટે મારા બાઇની મીલકત મને સોંપી દે એમ કહી તેની સાથે ખોટા વાદ વિવાદ કર્યો, તેથી તેની જેઠાણીને ત્યાં પોતાના ધણીએ મુકેલી મીલકત તે બાઇએ લઇ પોતાની નણંદને સોંપી દીધી અને તે ઉપરથી બાઇનું મન ઘણીજ દિલગીરી સાથે બદલાવા લાગ્યું, ને પોતાના પીયરમાં તેના શરીરનું રક્ષણ કરનાર નહીં હોવાથી તેમજ સાસરામાં નણંદ આવી અપકીર્તિ ફેલાવનારી હોવાથી બાઇને ઘણુંજ ખોટું લાગ્યુ. જેથી બાઇને ખોરાક માટે નહી પણ પોતાના શરીરને વખતે બીમારી ભોગવવી પડે તે વખતે પોતાના શરીરની રક્ષા કરનારની જરૂર, માટે રક્ષા કોણ કરશે. એવા વીચાર હવે ઉપજવાથી બાઇએ પુર્નલગ્ન કરવા આખરે ઇચ્છા દરસાવી, **જેથી અનાથ આશ્રમ વિના લાચાર.**

પંચાલ માધવજી જીવણ ઉમર આશરે વરસ ૨૮-૩૦ ના રહીશ તાલુકે વીરમગામ તાબે ભંકોડાથી ચાર ગાઉના આશરે ગામ એંદલાના હાલ વરસ એકથી રહીશ અમદાવાદમાં કણસારા પોળના તેમને એક પુત્ર ઉમર વરસ ૮-૧૦ ના આશરાનો નામે હીરાલાલ તેને

પોતે ખોરાક માટે પંચાલ (ત્વષ્ટા) દલપતરામ જયચંદને ત્યાં માસ છના આશરાથી મુકેલો, ને પોતે માસ આઠ દસથી [પંચાલ વલ્લભ· રામ હીરાચંદને ત્યાં રૂપીઆ દસના પગારથી નોકરી કરતા હતા, તે માસ એક ઉપર સીક થવાથી અને પોતાને ખોરાક નહી મળવાથી સીવીલ હોસ્પિતાલમાં દાખલ થયેલા, તેમણે તા. ૧૪-૨-૧૩ શુકરવારે સ્વર્ગવાસ કર્યો, તે વારસ વગરની લાશ જાણી હોસ્પિતાલમાં ચીરી તપાસ કરી, તેની ખબર વલ્લભરામના કારખા· નામાં મળતાં તરત કારખાનામાંથી કામદારો-(૧) પંચાલ પ્રાણ· લાલ ગીરધર (૨) ડોસા મછારામ (૩) રણછોડ વલ્લભરામ ( ૪ ) ગોપાળ ખેમચંદ (૫) શીવરામ પરસોતમ (૬) રેવા દયારામ (૭) મોતી લલુ (૮) નરભેરામ હીરાચદ (૯) ઘેલાભાઇ હીરાચંદ તે સવ સુરવીર પંચાલ ભાઇઓએ તે શબવત શરીરને અગ્નિ સંસ્કાર કર· વાનો વીચાર કરી તેમના પુત્રને તેડવા સારૂ એક જણને મોકલી બીજા ભાઇઓ વલ્લભરામ પાસેથી રૂપીઆ ત્રણ લઇ હોસ્પિતાલમાં ગયા, હવે દલપતરામને ત્યાં સરહત પંચાલ પેઢીના સભાસદ હરી· ભાઈ પુજાભાઇ બેઠેલા હતા, ત્યાં છોકરાને તેડવા ગયેલા ભાઇએ કહ્યુ હીરાલાલને મોકલો તેના પિતા હોસ્પિતલમાં ગુજરી ગયા છે આ વાત સાંભળતાની સાથે દલપતરામે પોતના પુત્ર જેઠાલાલ તથા હીરાલાલને હરીભાઇ સાથે તુરત રવાના કર્યા. આ વાતની પંચાલ સાંકળચંદ શામળભાઇને ખબર મળવાથી મંગળભાઇ જય· ચંદ્રને ખબર આપી કે તુરત પેઢીમાંથી રૂપીઆ પાંચ લઈ, છગન· લાલ અનેતુળશીભાઇને બોલાવી ત્રણે જણ હોસ્પિતાલમાં ગયા તો સુર· વીર બહાદુર પંચાલ ભાઇએ તે શબને બાંધી લઇ ગયા માલુમ પડયા ત્યાંથી સુર સપાટે જતાં સર્વે ભેગા થઇ સબને શ્મશાન ભૂમી

પહોંચાડી દીધું અને કેલીકો મીલમાં તેના સગા મામા પરભુદાસ કામપર જતા હતા તેમને બોલાવી શબને હીરાલાલ પાસે આગ મુકાવી, ખાખ ભસ્મ કરી કાષ્ટના પૈસા ચુકાવી આપ્યા, પચાલોની આવી સ્થીતિ જોઇ અમારૂં હૃદય ઘણુંજ ભરાઈ આવ્યું જેથી લેખ આગળ ચાલતો નથી.

**ઉપર દરસાવ્યા મુજબ કોઇ પણ હકીકતની સરઠવ પંચાલ પેઢીને સુચના આપશે તો આ લેખક તેમનું દીર્ઘ આયુષ્ય ઇચ્છે છે.**

પહેલી પચાલ પરીષદના પ્રમુખ, પંચાલ બાળકોની દાઝ દિલે ધરનાર હરીચંદ મંછારામે ઓરફીંગ પોણા વાખની બાદશાહી સખાવતથી રાજનગરમાં સ્થાપન કરી, તે જોઇને તો હવે કુભકરણની નિંદ્રામાંથી ગૃહસ્થો અને શેઠીયાઓ જાગો, અને ગરીબ નિરાધારો માટે અનાથ આશ્રમ રૂડા રાજનગર ( અમદાવાદ )માં સ્થાપો, જેથી પંચાલોનો ઉદય થાય.

**ગઝલ.**

કહું કોને હૃદયની આ ? હૃદયની તે હૃદય જાણે;
દિવાના દર્દિનુ દિલ દર્દ, દિવાનો દર્દિ પિછાને ?
અગન જે ઇશ્કની જાગી, બુઝાવે કોણ આશકની !
ન જે સમજે શું તે કરશે ? મુંઝામણ આવી અંતરની?
ચમન કે બેચમનમાં હું, બીજાને શું જહાંને શું !
સહન કર કે નહી કર મન, પડી પીડા બીજાને શું ?

આ ઉપરથી સાર લેવાનો એ છે કે આ નાશવંત દુનીયામાં ફરતી ઉપાધીઓમાં કુટુંબ ક્લેશ એ પણ એક મોટી ઉપાધી છે. જેઓ પ્રપંચ કરી પોતાના દિવસો પુરા કરે છે તેઓ કશી મણ-

ત્રીમાં આવતા નથી. તેમની ઉદ્ધતાઈ તેમજ તેમનું સ્વછંદીપણું, અને તેમનો પાપી સ્વાર્થ, તેમને દુઃખમાં રહેવાનાં મુખ્ય સાધનો છે. તેવા વખતમાં ઇશ્વરની કૃપાથી તેઓ ભુલ સુધારી લે તો તેમને થોડું પણ સુખ થાય છે. તે સુખને વળગી રહી પરમાત્માની સ્તુતી કરવાથી તેમનું કલ્યાણ થાય છે. પોતાના દુર્ગુણો છોડી કષ્ટને હઠાવવા જેઓ કોશેષ કરે છે. તેઓ સંસારરૂપી સમુદ્ર સહેલથી તરી જાય છે. અને હિમ્મતથી આગળ વધી પોતાનાં કષ્ટને પોતાના કાબુમા લઇ લેવા શક્તિવાન થાય છે. તેને માટે એક મહા વિદ્વાન કહે છે કે, " પહેલા કષ્ટ ભોગવી તમો પવિત્રાઇ ( પુન્ય ) નું રાજ્ય મેળવો, કે જેથી આ દુનીયાની બધી ચીજો તમને સહેજમાં આવી મળશે.

દુનીયામાં દરેક સગું સબંધી ફક્ત પોતાનો સ્વાર્થ સાધવાની હદ ધરાવે છે, જ્યારે માનો સબંધ તદ્દન નીઃસ્વાર્થ જગતમાં લેખાય છે. તેઓમાં જો સ્વાર્થ જોશો તો તે ફક્ત પોતાનાં ફરજંદની તનદુરસ્તી જોવા માટેનોજ હશે. તેમાંથી કુદરતે આ જગતમા લોકોના સુખને માટે ન્હાની મોટી અપાર ચીજો પેદા કરી તેઓને તેનો ઉપભોગ કરવાનો જે અમલ આપ્યો છે, એ ઘણો મોટો આભાર કર્યો છે છતાં કેટલાક માણસો તે પરમ કૃપાળુ પરમાત્માને બીલકુલ ઓળખતાજ નથી અને પોતાનો દુર્લભ મનુષ્યાવતાર પોતાને હાથે અફળ કરે છે. તો તેવા માણસોને નર પશુની ઉપમા આપીએ તો તે કાંઇ ખોટુ કહી શકાશે નહિ. જ્યારે માણસો બે વચની થાય છે, ત્યારેજ તે દુઃખી થાય છે, આજકાલ બે વચનીપણું દુનિયામાં ઠેક ઠેકાણે બ્હોળા વીસ્તારમાં પ્રસરી રહ્યું છે. તેમ તેનું ફળ, પ્લેગ, કોલેરા, વિગેરે સંખ્યાબંધ દુઃખદાય રોગો ઉત્પન્ન

થઇ મગીતું જાય છે. છતાં તેઓ પોતાની ભૂલ સુધારી શકતા નથી, એજ તેઓને દુખી થવાની નીશાની છે. માણસે સમજવાની ખાસ જરૂર છે કે મારી શું ફરજ છે ? અને તે ફરજ મારે કયે રસ્તે અદા કરવી જોઇએ ? એનો પુરેપુરો ખ્યાલ લાવશે તો તેઓ પોતાની ભૂલ સુધારી આખરે પરમાત્માના પવિત્ર ચરણાર્વીંદને પામશે.

---

# જયથાઓ પંચાલ ( લોહાર ) જ્ઞાતિની.

જેમની સાથે ધર્મ કર્મ નીતિ અને સંસાર વ્યવહાર એ સર્વમા જોડાઇએ છઇએ તે આપણા જ્ઞાતિજન કહેવાય છે કારણ કે એ સર્વ પ્રસંગોમાં આપણે તેમનાથી જાણીતા થઇએ છઇએ અને તેઓ આપણાથી જાણીતા થાય છે. આવા જ્ઞાતિજનોના સમુહને સભા કહે છે જ્ઞાતિજનોની ઉદય કરવાની ફરજ જ્ઞાતિના દરેક મનુષ્યની છે તેમાં વીશેષ કરી જ્ઞાતિના અગ્રેસરોની પેહેલી ફરજ છે. જ્ઞાતિની અધોગતી જ્ઞાતિના અગ્રેસરો વીચારે નહી ત્યાં સુધી તેના કડવાં ફળ જ્ઞાતિને ભોગવ્યા વીના છુટકોજ નથી. આપણા જ્ઞાતિ બંધુઓ બીજી બધી બાબતોમા સુરા છે પણ જ્ઞાતિહિત પ્રત્યે અધુરા છે તેઓ ધર્મ અને જ્ઞાતિનું મહત્વ સમજવામાં પછાત છે પછાત છે એટલે જ્ઞાતિનુ શ્રેય થવુ પણ દુર્લભ છે અગ્રેસરો પોતાની ખરી ચાવી હાથ ધરે નહીં પોતાની વાસ્તવિક લાગણી પ્રદર્શિત કરે નહીં ત્યાંસુધી તેના મીઠા ફળની ઉમેદ રાખવી એ કેવળ મૃગજળ સમાન છે. ધર્મના કાર્યમાં ઢીલ નહી તે તત્વ અનુસાર આપણા શ્રીમંત બંધુઓએ યથાશક્તિ

મેહેનત કરી પોતાની શક્તિનું ફળ પોતાના ગરીબ બંધુઓને ચખાડવું જોઇએ. જે જે દુષ્ટ રીવાજોથી આપણી જ્ઞાતિ પછાત પડતી જાયછે તે તે દુષ્ટ રીવાજો અટકાવવા એ દરેક મુખ્ય માણસનું કર્તવ્ય છે. ઇશ્વરે જેમને સાધન સંપત્તિવાળા બનાવ્યા છે તેમની તરફનાં મીઠાં ફળની આશામાં ને આશામાં જ્ઞાતિને હજુ ટીંગઇ રહેવું પડયું છે એટલુંજ નહી પણ તેમના તટસ્થપણાથી જ્ઞાતિ છીનભીન થઇ ગઇછે. બંધારણો પડી ભાગ્યા, સમય આંધળો થયો. ખરી ફરજો લોપ થઇ ગઇ. ભ્રાતૃભાવના ઢાંકણા દેવાયા અને દુષ્ટ રીવાજોએ ઘર ઘાલ્યા. પરીણામ એ આવ્યું કે શ્રીમંતો તો પોતાના નાણાંવડે કે સમયવડે સુખ ભોગવે પણ ગરીબ બંધુઓને તો દોહલા દીવસ ભોગવવાના રહ્યા. કેમકે ગરીબોના દુઃખોના ખ્યાલ ઘણાજ ઓછાને હોય છે. આપણા આખા જીવનનો સંબંધ આપણી જ્ઞાતિ સાથે છે. તે જ્ઞાતિ પ્રત્યે બેદરકાર રહેવું અથવા તો માંહોમાંહે લડાઇ ઝગડા ઉત્પન્ન કરવા એ કેમ શોચનીય ન હોય. યાદ રાખવું કે આપણી જ્ઞાતિ હીતનો સ્વાર્થ તે પરહીતનો નથી પણ પોતાના હીતનો છે. ધારો કે આપણે સર્વ પ્રકારના સાધન સપત્તીવાળા છઇએ તોપણ આપણે એકલાજ સુધરવાથી આપણા જીવન પર્યન્તના કાર્યો પુર્ણ થઇ શકતા નથી. જો આપણે દુનીયામાં એકલાજ રહી શકતા હોત તો આ પ્રશ્નની જરૂરજ નહોતી. પણ કુદરતનુ લક્ષણ સમાન તરફ છે જેમ શરીરના દરેક અવયવ સારા હોવા જોઇએ તેમ સમાજની દરેક વક્તિ પણ સારી હોવાની જરૂર છે આપણે આપણા જ્ઞાતિ બધુ તરફ બેદરકાર રેહેવું નહીં જોઇએ. જો આપણી જ્ઞાતિમાં સારો સુખી વર્ગ અસ્તીત્વ ધરાવતો નહી હોય તો તેજ કારણને લીધે આપણે પણ દુર્બળજ રહીશું. સ્વાર્થનુ આપણા મગજમાં ન આવે તો પછી આપણામાં મનુષ્યત્વ ( અક્કલ ) છે

એમ કેમ કહી શકાય ? સંપથી આપણે આગળ વધીએ છીએ અને કુસંપથી આપણી પડતી થાય છે એ સીદ્ધંત ધ્યાનપુર્વક સમજી તેને કૃતીમાં ઉતારવો જરૂરનો છે. માટે હે બધુઓ ઉન્નતિના સાધનભુતને જો સત્ય તત્વ હોય તે શીખી તેને તે પ્રમાણે સમક્ષમાં મુકો. યાદ રાખજો કે આપણે આગળ જવું છે. આપણે જો પોતેજ સાચા હોઇએ તો જગતમાં એવી કઇ અસભ્ય વસ્તુ છે કે જે આપણને પ્રાપ્ત થઇ ન શકે? આત્મભોગ આપવાને તૈયાર થયેલ પ્રજાની ઉધોન્મુખ પ્રવાહની ગતી રોકવાની કોની તાકાદ છે ? માટે ઉઠો, જાગૃત થાઓ, અને જ્ઞાતિને જાગૃત કરી ઉન્નતિને રસ્તે ચઢાવવા પ્રયત્ન કરોતો ઇશ્વર તેમાં તમોને સ્હાય કરશે.

સુજ્ઞ જ્ઞાતિ બંધુઓ ! આપણી આર્ય ભુમિમાં ખાસ કરી આપણી લોહાર જ્ઞાતિ દીન પ્રતિદીન ઇર્ષા, દ્વેષ, વાદવિવાદ કીંવા કુપદ વડે ઉન્નતિના માર્ગ પ્રત્યે આગળ વધતી અટકી છે. કારણ ઉદયની સીડીના અદ્ધ વચે અવલંબી રહી છે આનો ગુપ્ત ભેદ શુ જણાવવા જરૂર નથી કે પક્ષાપક્ષીકાળ ખરેજ કનિષ્ટ પગલું છે. કુ પદ એ નહી માફ થઇ શકે તેવું ઉગ્ર સ્વરૂપ છે. વાદવિવાદ એ શું ઉન્નતિના માર્ગ પ્રતિ વીઘ્ન રૂપ શસ્ત્ર નથી ? ઇર્ષ્યા એ શુ અધોગતિ બીજરૂપ વાતાવરણ નથી ? હા છે અલબત છેજ. ત્યારે શુ દીર્ઘ દ્રષ્ટિ સાંધી ઐક્યતાના મદિર તરફ વસવા પ્રયત્ન સીધ નહીંજ થાઓ ? શુ સ્વહસ્તેજ કુસંપના બીજ રોપશો ત્યારે શુ જગનિયંતા તમારા પર દયા ખાશે નહીં ? બેશક નહીંજ ખાય.

ભાઇરે, તમે કયા તડમાં જમવા જશો ? આવા બીન અગત્યના વાકયોથી આપણા કર્ણ ( કાન ) માં બ્હેરાશ મારી જાય છે. ઉત્તરાર્ધ અન્તકરણ વિંધાઇ જાય છે. આવા વાકયોવડે જ્ઞાતિ ઉદય

માર્ગે સમીપે આવે એમ કોણ કહેશે ? આમ શું કનાર માખણદાસ જ્ઞાતિ હિત શું ઉકાળશે ? આપણા પૈકી કેટલાકતો બાવો નાચ્યો તેમ બાવી પણ નાચી, તુલ્યે કેવળ એકલ પેટાનાજ નચાવ્યા નાચે છે. સત્યા સત્ય શું છે તે પ્રતી આંખ મીચામણાજ રાખી ખરૂજ સાંભળેથી ( પછી ભલેને અસાર્થક કેમ ન હોય ) કલ્પના તરફ ગાડરીઆ પ્રવાહની પેઠે ( ટોળાબંધ ) ધસ્યા જાય છે એ શું લજ્યાસ્પદ નથી ? હા છેજ. કેટલાંકતો દીવાસળી મેલી વેગળા ખસી જવાનોજ પાઠ શીખ્યા છે. તો આવા કુસંપથી આપણી જ્ઞાતિનુ શું હીત કરશે ? ખરે તેવાઓને ઇશ્વર જોશે એક મહાન પુરૂષે કહેલું છે કે મુરખાઓ ખરૂ ખોટું સર્વ સાંભળવાને કાન ખુલ્લા રાખી ફરે છે પણ ખરૂ ખોટુ તપાસવાને સદા આંખ બંધ રાખે છે. પ્રાચીન કાળમાં આપણા પુર્વજો ઐક્યતાથી એક ધારણામાં ફતેહ મેળવવાને ખંત પુર્વક શ્રમ ઉઠાવતા જ્યારે હમણા આપણામાં વિશેષ સપ્ખ્યા પીવા બદલ ઢોળી નાંખવામાં યુક્તિ પ્રયુક્તિઓ સોધે છે. પણ અફસોસ, એક પક્ષ જ્ઞાતિનાં તડ સાંધવા તેજ સદ્ધર્મ માને છે અને બીજો પક્ષ ભવાડાવેડા રાખવામાંજ મોજ ગણે છે. એ શું સન્માર્ગે કે પડતી પ્રતીનો ? શું તેઓને બાવળની શુળ સમા શબ્દો બાણ મારવા ઇશ્વરે સરજ્યા છે ? ઇશ્વરના ઘરે શુ ઇનસાફ નથી ? અને શું તે ( સર્વવ્યાપક ) તેઓની કૃત્રીમ કૃતઘ્નતા પર દયા ખાશે નહી ? કદી પણ નહીજ ખાય તો આપણી જ્ઞાતિના સર્વે ભાઇઓએ એમ સમજવુ જોઇએ કે એક સંપથી વર્તવું જોઇએ. ઐક્યતાથી સૌભાગ્ય વાસ્તે સંપ સલાહથી ઉન્નતીના નાવને સહી સલામત સામે કિનારે મમરૂખી સાથે પોહોચાડવું. માનજો કે બલીહારી તેનીજ છે. સુદર્શન ચક્ર પણ તેજ છે કે જે નીષ્ફળ નજ ઉતરે. જે છે તે તેજ છે.

બંધુઓ આપણી જ્ઞાતિને ખરાબ હાલતમાં મુકનાર મુખ્ય બાબનોનો જ્યા સુધી નાશ કરવામાં નહી આવે ત્યાંસુધી તો ગમે તેટલુ આપણે કરીશું તો પણ 'મેલ કરવતીયા કરવત કે આખર મોચીના મોચી' સિવાય વિશેષ કઇ થવાનું નથી આ બાબતમાં આ સેવકને એટલો બધો અનુભવ મળ્યો છે કે એ બધું આ નાનકડા વિષયમાં તે સર્વે દર્શાવવું તે એક લોટામાં સમુદ્રનુ તમામ જળ ભરી દેવાની કોશીષ કરવી એના જેવુ છે. માટે હે સુજ્ઞ બધુઓ ! હવે પારકી આશાઓ છોડી સ્વાત્મ બળથી યુક્તિ પ્રયુક્તિ ઢોંગ સોંગ વગેરે ઝાટકી નાંખી દુર હડસેલો કોઇ સ્તુતી કરે વા નીંદા કરે તેની દરકાર નહી કરતાં સત્ય ન્યાયના રસ્તે વીચરી પુર્ણ પુરૂષાર્થ કરવાને કટીબંધ થાઓ. પુરૂષ પ્રયત્ન વડે જે ધારે તે કરી શકે છે. સૌ કોઇ મનનો મુખત્યાર છે. માટે તમેજ પેહેલા દાખલો બેસાડી આપણા ભાઇઓની આશીશ મેળવો, આ લેખનો અવાજ આપના હ્રદયનાં પેસો વા ન પેસો પરંતુ મને મારા સ્વતંત્ર વીચારથી જે યોગ્ય લાગ્યુ તે અત્રે જણાવુંછું, તેથી કોઇ જ્ઞાતિબધુએ ખોટુ લગાડવા જેવું નથી

---

# જ્ઞાતિની દુર્દશા.

## જનુની જીવો ગોપીચંદન ( એ રાહ. )

હાય દશા આશી જ્ઞાતિની, ન મળે શાંતિનુ નામજી,
ટંટા અને તકરારમાં ખોયા તન ધન દામજી. હાયદશા ૧

આગલની કહાં આબરૂ કયા મનને મરજાદજી.
તન બળ મન બળ ના મળે થયા રંક દાસજી. હાયદશા ૨

ઉત્સાહ પ્રેમ મળે નહી, જ્ઞાતિ સેવા વીચારજી.
જ્ઞાતિ નામ અધર્મના ચાલે નીચ પ્રયાસજી. હાયદશા ૩

ઘટયો ધંધો વીશ્વાસને ગયો વિનયનો વાસજી.
વીધા હુનર સાધન વીના છે પોષણુની પંચાતજી હાયદશા ૪

જ્ઞાતિ બંધુ તુલ્ય બની કરો જ્ઞાતિ ઉપકારજી.
સેવક અરજ કરે કરગરી ધરો સૌ દીલ દાજજી. હાયદશા ૫

હે દીનદયાળુ જગતકર્તા હે મ્હાન પરમ પુજ્ય વિશ્વકર્મા પંચાલ જ્ઞાતિ બંધુને દીર્ઘાયુષવાળા બનાવીને સારા કામ કરે એવી અધીક બુદ્ધિ આપો એવી આ સેવક વિશ્વબ્રહ્મ, વિશ્વવિખ્યાત, વિશ્વકર્મા પ્રભુ પાસે અરજ ગુજારે છે.



## ભજન ૧

જુનુ તો થયુ રે દેવળ જુનુ તો થયું
મારો હંસલો ન્હાનો ને દેવળ જુનુ તો થયુ.
આરે કાયારે હંસા, ડોલવાને લાગીરે.
પડી ગઇ દાંત માંહ્યલી રેખું તો રહ્યું—મારો૦
તારે ને મરે હંસા પ્રીત બંધાણી,
ઉડી ગયો હસ પાજરૂ પડી તો રહ્યું.—મારો૦

( ૨ )

સાર નકી એ જડશે, જુઓ ન્યાય અધળા (૨)
છળ કપટ પ્રપંચથી, ફાવેજ ધુતારા,
સાચા પણ ઠરે ખોટા, જાય જુઓ માર્યા, સાર૦
કપટ ને કાવત્રામાં, રહ્યા અધુરા;
સીધા ને સાચાઓના, કર્યા ચુરે ચુરા.- સાર૦
ચેર દંડે સાહુકાર, જાણે ન્યાય ધારા;
કાયદાના આંધળા તે, મરેજ બિચારા. સાર૦
સત્ય બેલી શ્રી હરી છે, નીતિવત પ્યાગ;
ધર્મ જય અંતે કષ્ટ, સહિજ અપારા. સાર૦

( ૩ )

મારૂં તારૂં મુકી ધોને, ફરિ ફરિ નાવે ક્યાંઇ;
આવો રૂડો મનખોતે, ગુમાવો ન ભાઈ. મારૂં૦
ધરી જરી ગાદી સારી, સુતા સદા શેઠો શાણા,

લુંટી ઝુંટી માયા મેળી કોટિ પતિ કેવાણું,
ગણ્યાં નહીં જાયે તેથી, સુતો તોળી વ્હેચે નાણા;
એવા એવા ગયા છે, ચાલી ન મળે ઠેકાણું- મારૂ૭
રણે ચડે વેરી સામા, ધરાને ધ્રુજાવે વીરા,
મુછો પરે લીંબુ ઠરતા, એવા પણ વીરારે;
દેહિ બખતરમાં જેની, સમાતી ન હાકમ હીરા,
ભલા ભલા કાળે ખાધા, સુણી સત્ય ગીરારે મ ૨૦

( ૪ )

સંસારીયામાં કોઇરે બતાવો નર સુખીયાજી,
રાજા પણ દુખીયાને પ્રજા જન દુખીયાજી,
દુખીયા જગતમાં જુવાનીયા. સંસારી.
આશા તૃષ્ણામાં બંધાણા જીવડાજી,
એક બીજાને લડાવીયા. સંસાર.
મનમાં મનોરથ મોટા મોટા બાંધીનેજી.
અધર્મ આદરે અભાગીયા. સંસાર.
ધાર્યું હરીનું થાય મુર્ખ માને નહીંજી;
અંતે પડે શિર જુતીયાં. સસાર.
ભવરે સાગરને પાર ઉતરવાજી,
ત્રિશ્વ બ્રહ્મનું નામ લે તું પ્રાણીયા. સંસાર.

# જાહેર ખબર.

નીચે લખેલાં પુસ્તકો સરઢવ પંચાલ મંડળ અમદાવાદ પીરમહમદશાહના રોજાના ડહેલામાં પંચાલ તુલસીભાઇ હીરાચંદ ત્રીજોરી વાળાને ત્યાંથી અથવા પ્રસિદ્ધ કર્તા પાસેથી મળશે. માટે જેઓ ગૃહસ્થોને જોઇતાં હોય તેઓએ રોકડી કીંમતથી મંગાવી લેવાં.

આ પુસ્તકોના ખરચ કાઢતાં જે રકમ ફાજલ રહે તે સરઢવ પંચાલ મંડળના ફંડ ખાતે જમા કરવામાં આવશે.

| પુસ્તકનું નામ. | રૂ. આ. પા. |
|---|---|
| પંચાલ બ્રાહ્મણ સિદ્ધાન્ત. | ૦—૨—૦ |
| જ્ઞાતિ સુધારો. | ૦—૧—૦ |
| શેઠોની શાખા અને પટેલોનું પોગળ. | ૦—૦—૬ |
| મનુષ્ય કર્તવ્ય. રામપ્રસાદ લક્ષ્મણપ્રસાદ મિશ્ર કર્તાનું. | ૦—૪—૦ |



## આ પુસ્તક નીચેના દરેક ઠેકાણેથી મળશે.

૧ પંચાલ ગંગારામ મંછારામ.
ઠે. રતનપોળના નાકે ચાદીના દાગીનાની દુકાન—અમદા

૨ પંચાલ મગતલાલ ત્રીકમજી સોની.
ઠે. ઘીકાંટા પોલીસ ગેટ પાસે - અમદા

૩ પંચાલ હીમ્મતલાલ પીતાંબરજી.
ઠે. ચોખંડી ગેંડી દરવાજે—વડો

૪ પંચાલ મથુરદાસ માનચંદ ગામ માણસાવાળા.
ઠે. પરેલ બકરાના વાડા પાસે—મુંબઇ

૫ પંચાલ સાંકળચંદ પરભુદાસ ગામ પેથાપરવાળા.
ઠે. ત્રીજે ભોઇવાડો મોટા મંદીર મહારાજ જીવણલાલની નવીચાલ—મુંબઇ

૬ પંચાલ ગીરધર શિવરામ.
ઠે. દરવાજા તરફના વાસમાં—માણસા

૭ પંચાલ મગનલાલ મુળશંકર.
ઠે. મહાલકારી કચેરી-પ્રાંત કડી—હારીજ.

૮ લોહાર નારણભાઈ અરજુનજી.
લોહાર હિતેચ્છુના મેનેજર—રાજકોટ—પરા.